ગાંડીવ મુદ્રણાલય, હવાડિયા ચકલા, સુરતમાં છાપી ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી નટવરલાલ વીમાવાળાએ પ્રગટ કરી : ૧૯૯૬–૧૯૩૯. આવૃત્તિ ત્રીજી. કિમ્મત આનો એક.




આ ચોપડી ગુજરાતનાં ભુલકાંઓ માટે નવી જ જાતનું ભોજન રજુ કરે છે. તેમની બુદ્ધિ અને ચતુરાઈ આ ચોપડીના વાંચનથી વધશે એવી આશા છે. તેઓ જાતે પણ આવી નવી રચના રચી શકે.

# ભૂલભૂલામણી

## (૧)

ચુંચુંભાઇ ફરવાના બહુ શોખીન. દરમાં રહેવાનો ભારે કંટાળો. બસ ફરવું, ફરવું ને ફરવું એજ એમને તો ગમે.

ચુંચુંભાઇની મા તેમને બહુયે કહે કે ચુંચું, તું બહુ ના ફર. કોઇ દહાડો ફસાઇ જઇશ. પણ ચુંચુંભાઇ તો માને જ શાના ?

તે તો ન બીએ બિલ્લીથી કે ન બીએ કૂત્તાથી. ભાઇને પૂંછડી એવી તો લાંબી કે જાણે મોટું દોરડું જ જોઇ લો ને ! ભાઇ તો કહે: એંહ ! બિલ્લીબાઇ તે મને શું કરવાનાં હતાં ?

પૂંછડીનો એક સપાટો લગાવું કે જાય ગબડયા ઠેઠ રસ્તામાં !

ચુંચુંભાઇ ને એની મા જંગલમાં રહે. ખાય, પીએ ને મઝા કરે.

જંગલમાં એક મોટો મહેલ. એવો મોટો કે જોઇને તમે પણ કહો, કે અધધધધધધ ! કંઇ ઓરડા તો ઓરડા ને બારી ને બારણાં તો ગણ્યાં ગણાય નહિ. એક વાર પેઠા તો બહાર નીકળવુંજ ભારે તો.

ચુંચુંભાઇની માએ એમને કહેલું કે એ મહેલમાં તો કદિ જતોજ નહિ. જશે તો જીવતો બહાર જ નહિ નીકળે ને!

પણ એ ભાઇ તો બડા ચાલાક ! માનું કહેવું માને, તો પછી તેમની ચાલાકી કયાં? એટલે એક દહાડો મા ઊંઘતી હતી તે લાગ જોઇને ભાઇ ફરવા નીકળ્યા.

ફરતા ફરતા ગયા પેલા મહેલ આગળ. જુએ તો બારણાં ઉઘાડાં પડયાં છે. બધું વેરાન

છે. કોઇ દેખાતું નથી.

મનમાં થયું: લાવ ને, અંદર જઇ કંઇ ખાવા મળે તો ખાઇએ.

અંદર પેઠા. એક બારણેથી બીજામાં ને બીજેથી ત્રીજામાં. ત્રીજેથી ચોથામાં. એમ કરતાં કરતાં બધે આખા મહેલમાં ફરી વળ્યા. પણ ખાવાનું તો શાનું મળે?

જોયું કે કંઇ ખાવા તો મળતું નથી એટલે ચુંચુંભાઇએ બહાર નીકળવાનો મનસૂબો કર્યો.



પણ કેમે કર્યું બહાર જ ન નીકળાય. જ્યાંથી જાય, ત્યાંથી રસ્તોજ બંધ ! ચુંચુંભાઇ તો ગભરાઇને રડવા જેવા થઇ ગયા.

ફરતા ફરતા પાછા આવ્યા વચલે દિવાનખાને. ત્યાં આવીને પોતાની પૂંછડીબાઇને પૂછે: અરે પૂંછડીબાઇ, પૂંછડીબાઇ, તમે કંઇ રસ્તો બતાવો ને !

આ ફસાઇ પડેલા ભાઇસાહેબને બહાર નીકળવાનો રસ્તો તમે બતાવશો ? છબીમાં લીંટી દોરીને બતાવો.

( ૨ )

ભાઇ મહેલમાંથી તો જેમ તેમ છૂટયા. પણ તેથી કંઇ તેમણે ફરવાનું ઓછું કર્યું નહિ. તે તો રોજ ફર્યાજ કરે.

એ જંગલ બહુ ગાઢું હતું. તેમાં ઠેર ઠેર ઝાડ બહુ ઊગેલાં. રસ્તા પણ બહુ. પણ કેટલાક ઝાડીથી બંધ જ થઇ ગયેલા.

ચુંચુંભાઇને તેના દોસ્તદારો આમાં સંતાકુકડીની રમત રમે ત્યારે તેમને બહુજ ગમ્મત પડે.

એક દહાડો એવું બન્યું કે એક મોટા બિલાડાભાઇ જંગલમાં પેઠા. એ બિલાડાભાઇ મહા ચકોર. ઉંદરોને પકડવામાં ભારે બહાદુર. ચુંચુંભાઇ અને તેની માને થયું કે હવે તો આ જંગલમાં આપણાથી રહેવાવું મુશ્કેલ છે. કરવું શું ? આખરે ચુંચુંભાઈ કહે: મા, મા, આપણે જંગલની બહાર જતા રહીએ તો ?

હા, પણ જતાં જતાં જ પકડાઇ જઇએ ને ?–માએ કહ્યું.

અરે ! પણ મેં એક ફક્કડ રસ્તો જોયો છે.



એ રાખ્ખસ ગમે એટલું શોધે તોયે એને એ

રસ્તો જડે જ નહિ ને ! આપણે એ રસ્તે પાંચ મિનિટમાં બહાર નીકળી જઇશું. ને એ અંદર અથડાયા ને કૂટાયા કરશે, જોજે ને !

હં, ખરેખર, એવો રસ્તો તને આવડે છે ?

હા, હા, ચાલો તો સહી.

માદીકરો બંને નીકળ્યા બહાર ને પેઠાં ઝાડીમાં. પાછળ પેલો બિલાડો દોડયો જ છે ને !

પણ બિલાડાભાઇને કેમે કર્યો રસ્તો જ ના જડે. અંદર ભમે, પણ જ્યાં જાય ત્યાંથી ઝાડી જ બંધ.

પેલી બાજુ તો ચુંચુંભાઇ ને તેની મા જંગલમાંથી બહાર પણ નીકળ્યાં.

હવે છબીમાં જુઓ. ચુંચુંભાઇ બહાર દોડી જતા દેખાય છે. બિલાડાભાઇ અકળાઇને છેવટે બહાર આવીને ઊભા છે અને કયે રસ્તે જવું તે વિચારે છે.

પેલા ભાઇ કયે રસ્તે નાઠા તે તમે શોધી કાઢશો ?



## ( ૩ )

ગભુ ને નભુ બે ભાઇ હતા. બેને બને બહુ. એકમેક પર બહુજ હેત. સાથે ખાય, સાથે પીયે, સાથે રમે. કોઇ દહાડો ટંટો તો હોય જ નહિ ને !

ને બંને રહેતા ક્યાં, તે ખબર છે? મોટું મોટું એક ઝાડ હતું. જાડું જાડું તેનું થડ હતું. થડને છેડે જમીન પર એક મોટી બખોલ હતી. બખોલ ખાસ્સી ઉંડી ને પહોળી હતી. તેમાં બંને રહેતા હતા ! નભુ ને ગભુ બે સસલા હતા.

એક દહાડો બીજે જંગલથી તેમના કાકા તેમને મળવા ત્યાં આવ્યા. કાકાજી બહુ ભલા હતા. ભત્રીજા માટે સારૂં સારૂં ખાવાનું લાવ્યા. રમવાનાં રમકડાં લાવ્યા. પહેરવા જેવાં લુગડાં લાવ્યા. કાકાજી બહુ ભલા તો !

પછી તો કાકાજી ત્યાંજ રહ્યા.

કાકા ગભુ ને નભુની સાથે રમે પણ બહુજ. એક દહાડો કાકાજી કહે: અલ્યા પોરીઆઓ, ચાલો, આજે તમને નવીજ રમત રમાડું. રમ-

તમાં જે જીતશે તેને નવુંજ ઝભલું મળશે. રમત બહુ મજાની છે.

પછી તો કાકાજી ગબુ નભુને બખોલથી થોડે દૂર લઇ ગયા. ત્યાં બે જણને બે નાકે એક-મેકથી દૂર ઊભા રાખ્યા. બેની વચ્ચેથી ઝાડમાંની બખોલ સુધી એક સીધી લીટી દોરી. તે પછી બે બાજુએ જુદી જુદી જાતના આડાઅવળા લીટા દોરી પગથી જેવું બનાવ્યું. જુદા જુદા રસ્તા.



પછી કાકાજી કહે: ચાલોરે ભુલકાઓ, દોડોરે

બે જણાઓ; ઘેર જવાનું છે. લીટીઓ વચ્ચેની પગથીમાંથી દોડવાનું. લીટી કોઇ તોડે નહિ. લીટી કોઇ ભુંસે નહિ. લીટી કોઇ કૂદે નહિ. એમ કરીને જવાનું. જે વહેલો જાય તેને ઇનામ.

હવે છબી જુઓ. ગબુ નભુ બે ઊભા છે. રસ્તા બે દેખાય છે. કોણ વહેલું પહોંચશે તે તમે શોધી કાઢો. જે ટૂંકે રસ્તે જશે તે સૌથી વહેલું પહોંચશે, ખરૂં ને ?

ચાલો ત્યારે, શોધી કાઢો.

( ૪ )

તે દહાડે શરત પૂરી થઇ. પછી કાકાજીએ બીજે દહાડે બીજી શરત ગબુનભુને રમાડી.

ચિત્રમાં જુઓ. ગબુનભુના કાકાજી સામે નાકે ઊભા છે. વચ્ચે લીટીઓથી ગુંચવણિયા રસ્તા કર્યા છે. રસ્તા ઠેર ઠેર બંધ છે. કોઇ કોઇ ખુલ્લા છે. ખુલ્લે રસ્તે થઇ ગબુનભુએ કાકાજીની પાસે જવાનું છે. બિચારા ગબુનભુ બહુ ભટકી આવ્યા, પણ તેમને કંઇ રસ્તો જડતો નથી. જ્યાં જાય



ત્યાંથી રસ્તો બંધ દેખાય છે અને પાછા ફરવું પડે છે. પાછા નાકે આવીને ઊભા છે. મનમાં મૂંઝાય છે. રસ્તો બિલ્કુલ જડતો નથી. કાકા પાસે જવાતું નથી. તે વિના ઇનામ કોણ આપે ?

આ વખતે તો કાકાએ કહ્યું છે કે: તમને રસ્તો જડવાનો જ નથી ને !

તમે જરા એટલી દયા કરશો ? આ ગબુ-નભુને તેમનો રસ્તો બતાવી આપશો ? એટલું કરો તો ગબુનભુ પર મોટી મહેરબાની. જુઓને, બિચારા કેવા મુંઝાય છે!

[ ૫ ]

કાન્તિ ને શાન્તિ બે ભાઇ હતા. તેમને કબૂતરોનો બહુ શોખ. કાન્તિ પાસે ત્રણ કબૂતર હતા ને શાન્તિ પાસે બે.

આ પાંચ કબૂતરો માટે એક કબૂતરખાનું બનાવેલું. તેમાં પાંચેના પાંચ ઘર. દરેક કબૂતર પોતપોતાના ઘરમાંજ રહે. ઉપલાં ત્રણ ઘર કાન્તિનાં, નીચલાં બે ઘર શાન્તિનાં.

એક દહાડો બંનેએ કબૂતરોની શરત કરવાનું નક્કી કર્યું. પાંચે કબૂતરને એકી વખતે માળામાંથી



છોડયાં. પાંચે એકસરખા ઊડવા લાગ્યાં. પાછળ પાછળ કાન્તિ ને શાન્તિ પણ ગયા. થોડે ગયા ને જોયું તો એક કબૂતર સૌથી આગળ. કાન્તિ કહેઃ એ મારૂં છે. શાન્તિ કહેઃ ના, ના એ તો મારાવાળું. એમ બંને વચ્ચે તકરાર જાગી.

ખરી વાત શું છે તે તો તમે શોધો ત્યારે બને. ચિત્રમાં જુઓ. દરેક કબૂતરથી માંડીને તેના માળા સુધી લીટી દોરેલી છે. પણ બધાની લીટીઓ સેળભેળ થઇ ગઇ છે. જીતનારા કબૂતરની લીટીએ લીટીએ જાવ. ને એ કાન્તિનું છે કે શાન્તિનું તે શોધી કાઢો, જોઇએ વારૂ.



[ ૬ ]

આ એક શહેરનો નકશો છે. એ શહેર દરિયા-કિનારે આવેલું છે. તેને બીજે નાકે એક નદી છે. નદીને પેલે પાર એક જોવા લાયક મોટી ગુફા છે.

એક દહાડો દૂર દેશથી ઘણા મુસાફરો આગ-બોટમાં બેસી આ શહેરને બંદરે ઉતર્યા. તેઓ પેલી ગુફા જોવા જવાના હતા. સ્ટીમરમાંથી ઉતરી તેઓ પેલી નદી તરફ જવાને ચાલતા નીકળ્યા. તેઓ જાણે કે રસ્તા સહેલા હશે ને સહેલાઇથી નદીકિનારે જવાશે ને ત્યાંથી હોડકું



ફરી ગુફા જોવા જઇશું.

પણ શહેર તો ભારે ગુંચવણિયું. એના રસ્તા તો એવા આડાતેડા કે ભૂલાજ પડાય. ઘરની હારો પણ વાંકીચુંકી. માત્ર એકજ મોટો રસ્તો, પણ તેમાં આડા ફાંટા બહુ; એવા, કે તેમાં જઇએ તો સામા અફળાવાનું જ થાય થાય. મુસાફરોનો બાપડાનો દમજ નીકળી ગયો. આખરે એક ભલો માણસ તેમને મળી ગયો. તેણે તેમને રસ્તો બતાવ્યો ત્યારે તેઓ નદીએ પહોંચ્યા. ત્યાં હોડી ઊભેલી હતી તેમાં બેસી તેઓ ગુફા જોવા ગયા.

છબીમાં જુઓ. એકડેએક કાઢેલો છે ત્યાં આગળજ આગબોટ ઊભેલી છે. એ આગબોટ પર પાટીઉં મૂકી શહેરમાં જવા રસ્તો કર્યો છે. બગડે બે કાઢેલો છે ત્યાં નદી છે, ને તેમાં હોડી ઊભી છે. સ્ટીમરથી આ હોડી સુધી જવાનો રસ્તો તમે ભલા થઇને શોધી કાઢો. કોઇક દિ' તમારે ગુફા જોવા જવું હશે તો કામ લાગશે. તે વેળા આ નકશો સાથે લઇ જજો, એટલે કામ ફત્તેહ!



( ૭ )

આ છબી જુઓ. મથાળે એક રમુજી જીવડું દોડતું જણાય છે. નીચે બીજું રમુજી જીવડું છે, પેલાની પાછળ પડયું છે. પણ વચ્ચે રસ્તો ભારે ગુંચવણિયો છે. કયે રસ્તે જાય તો નીચેનું જીવડું મથાળાના જીવડાને પકડી પાડે તે શોધી આપો.

**સમાપ્ત**

ગાંડીવની કુમારમાળા: ૪–૫

# ગેબી સૃષ્ટિ



માણસની ઉત્પત્તિ વાંદરામાંથી થઇ એમ મનાય છે. અને એક પછી એક કેવી રીતે ને કયા કયા રૂપ મારફત એ બન્યું તેની સાંકળ પંડિતોએ ગોઠવી છે. પણ એ સાંકળમાં કેટલાક અંકોડા ખૂટે છે. એ ખૂટતા અંકોડા–પ્રાણીઓની કોઇ નવી જ ગેબી સૃષ્ટિ દુનિયામાં એક ઠેકાણે સાંપડે છે. પણ તે ઇતિહાસ દુનિયાને આપવા માટે ચાર સાહસિક વીરો કેવાં કેવાં સંકટો વેઠે છે તેની આ કહાણી જગવિખ્યાત નવલલેખક સર કોનન ડોઇલે લખી છે, અને ઘણી જ રસભરી છે.

કિંમત ૧–૮–૦

પોસ્ટેજ જુદું

ગાંડીવ



# બાળ પખવાડિક

એનો પહેલો અંક જોઈ સ્વ. શ્રી ગિજુભાઈ આપોઆપ બોલી પડેલા: (૧–૮–૩૪) આ તો સૌ કરતાં ચઢિયાતું છે. સૌ બાળપત્રોને એ જોઈ સુધરવું પડશે

શ્રી ઇન્દુલાલ સેવકલાલ દવે: (મેડીકલ ઑફિસર, વડોદરા) લખે છે: "ગાંડીવ પાક્ષિક ઘણું જ લોકપ્રિય થવા ઉપરાંત જેને માટે તે પ્રસિદ્ધ થાય છે, તે લોકોમાં–બાળકોમાં પ્રિય થયું છે......છોકરાં રાહ જોયા કરે છે...વાંચવા માટે હરિફાઈ ચાલે છે."

**ગાંડીવ સાહિત્ય મંદિર :: સુરત**